# અર્પણ પત્રિકા.

આજમ મેહેરબાન. કેશવલાલભાઈ બ્રિજલાલજી,

થાણદાર સાહેબ.

તાલુકે સાંતલપુર.

સદ્દગુરૂની કૃપારૂપ વૃક્ષનું આ એક ફળ છે, તેમાંથી આપને પ્રસાદી અર્પણ કરૂં છું તો તે સ્વિકારશો, એમ આશા છે.

ફરવા

લી. સેવક,

પુરૂષોત્તમ.

# વિધાત્રીની કથા.

### દોહરો.

શ્રી ગુરૂ ધી દાતા ખરે, ચરણ કમળ મન હર્ષ;
વંદી દેવી ભારતી, કહું કથા હું સર્સ. ૧

રાજા ભોજ અને માઘ પંડિત બંને ઉજેણી નગરીથી બહાર ફરવા સારૂ નીકળેલા છે, તેવામાં એક અનાજના ખેતરમાં, કંપવાથી શરીર જેનું ડગમગે છે, ને જેને ધોળા વાળ આવેલા છે, તથા ચામડીની કરોચલી વળી ગઈ છે, તેવી વૃદ્ધ ડોસી તેમના જોવામાં આવી, તે ખેતરનું રક્ષણ કરતી હોય, તેમ જણાતું હતું. રાજા અને પંડિતે કહ્યું કે ડોસીમા “ રામ રામ ” ત્યારે પ્રત્યુત્તરમાં તે વૃદ્ધ ડોસીએ કહ્યું કે વીરા “ રામ રામ.”

**રાજા**—ડોસી, આ મારગ અહિંથી કયાં જશે ?

**ડોસી**—વીરા, મારગ તો જ્યાં છે, ત્યાંનો ત્યાં રહેશે, પરંતુ આ મારગ ઉપર થઈને જે જાય છે, તે ચાલ્યા જશે, પણ વીરા તમે કોણ છો ?

**રાજા**—માતા, અમે તો વાટના વટેમાર્ગુ છીએ.

**ડોસી**—વાટના વટેમાર્ગુ તો બે જૂદા છે.

**રાજા**—તે કોણ ?

**ડોસી**—એક ચંદ્ર, ને બીજો સૂરજ, તે રાત દહાડો ચાલવો કરે છે, તે વટેમાર્ગુ કહીએ, પણ તમે કોણ છો ?

**રાજા**—અમે તો પરૂણા છીએ.

**ડાસી**—પરૂણા તો બે જૂદા છે.

**રાજા**—તે કોણ ?

**ડાસી**—એક તો ધન, ને બીજો જોબન, એ જાતાં વાર લાગે નહીં, બે પહોરની છાયા છે, ધન જોબનનો ગર્વ કીજે નહિ કહ્યું છે કે,

**દોહરો.**

ઉજડ ખેડાં ફરી વસે, નિર્ધનીઆં ધન હોય;
ગયાં ન જોબન સાંપડે, મુવા ન જીવે કોય. ૧

પરૂણા તો વીરાતે કહીએ, પણ તમે કોણ છો ?

**રાજા**—અમે તો પરદેશી છીએ.

**ડાસી**—પરદેશી તો બે જૂદા છે.

**રાજા**—તે કોણ ?

**ડાસી**—એક તો જીવ, ને બીજો પવન, જીવ નવ નાડી બોતેર કોઠામાંથી જાતાં દિસે નહીં, ને પવન ચારે દિશાથી આવે જાય તેની ખબર પડે નહિ, તે પરદેશી કહીએ, પણ તમે કોણ છો ?

**રાજા**—અમે તો ગરીબ છીએ.

**ડાસી**—તે તો બે જૂદા છે.

**રાજા**—તે કોણ ?

**ડાસી**—એક તો કુંવારી કન્યા, ને બીજો બળદ. "દીકરીને ગાય, ને દોરે ત્યાં જાય" એ માફક તે ગરીબ કહેવાય, પણ તમે કોણ છો ?

**રાજા**—અમે તો ભરેલા છીએ.

**ડાસી**—ભરેલા તો બે જૂદા છે.

**રાજા**—તે કોણ ?

**ડાસી**—એક તો વાદળ, ને બીજું નારી. વાદળ વરસી જમાનાં કરે, ને નારીથી પુત્ર રત્ન પેદા થાયે તે ભરેલા કહીએ, પણ તમે કોણ છો ?

**રાજા**—અમે તો ભારી છીએ.

**ડાસી**—તે તો બે જૂદા છે.

**રાજા**—તે કોણ ?

**ડાસી**—એક તો ધરતી, ને બીજો ઈંદ્ર. ધરતી સકળનો ભાર ખમે, ને ઈંદ્ર રાત દિવસ વરસ્યા કરે તે ભારી કહેવાય પણ તમે કોણ છો ?

**રાજા**—અમે તો ઉજળા છીએ.

**ડાસી**—તે તો બે જૂદા છે.

**રાજા**— તે કોણ.

**ડાસી**—એક તો તેલ, ને બીજો સાબુ, તેલવડે સઘળે અજવાળો થાય, ને સાબુ મેલ કાઢી વસ્ત્રને ઉજળો કરે, તે ઉજળા કહીએ, પણ તમે કોણ છો ?

**રાજા**—અમે તો રસિઆ છીએ.

**ડાશી**—તે તો બે જૂદા છે.

**રાજા**—તે કોણ ?

**ડાસી**—એક તો સદાવ્રત માંડી દાન દે, ને બીજો જીવદયા પાળે, તે રસિઆ કહીએ, પણ તમે કોણ છો ?

**રાજા**—અમે તો સાધુ છીએ.

**રાજા**—સાધુ તો બે જૂદા છે.

**રાજા**—તે કોણ ?

**ડાસી**—એક તો શિતળ રહે તે, ને બીજો સંતોષી.

**દોહરો.**

ક્રોધ કર્યો નહીં લેશ તો, વાગ્યું જુત્તું શીર;
વઢે ચાંમથી ચામ કે, ધન્ય ધન્ય સંત કબીર. ૧

પણ તમે કોણ છો ?

**રાજા**—અમે તો ચોર છીએ.

**ડોસી**—ચોર તો બે જૂદા છે.

**રાજા**—તે કોણ ?

**ડોસી**—એક તો કામી, પરાઈ સ્ત્રીપર ખોટી દ્રષ્ટિ કરે તે, ને બીજો લોભી, જે પરાયું ધન તકાસે, તે બે જીવ ચોર કહીએ, પણ તમે કોણ છો ?

**રાજા**—અમે તો જ્ઞાની છીએ.

**ડોસી**—તે તો બે જૂદા છે.

**રાજા**—તે કોણ ?

**ડોસી**—એક તો સ્વદયા જાણે તે, પોતાના આત્માને ઓળખી, સુખ દુખ, ભૂખ તરસ વીગેરે થાયે તે પિછાણી આત્મ જ્ઞાન શોધે તે, ને બીજો પરદયા જાણે તે, પારકાં દુખો કાપે, કોઈથું વેરભાવ બાંધે નહીં, શત્રુ મિત્ર સરખા જાણે, તે જ્ઞાની કહીએ, પણ તમે કોણ છો ?

**રાજા**—અમે તો ઠગ છીએ.

**ડોસી**—ઠગ તો બે જૂદા છે.

**રાજા**—તે કોણ ?

**ડોસી**—એક તો પાંચ ઇંદ્રિને વશ રાખે તે, ને બીજો તપસ્યા કરી સંજમ પાળે ને આત્માને ઠગે તે ઠગ કહીએ, પણ તમે કોણ છો ?

**રાજા**—અમે તો ભારી ક્ષમા છીએ.

**ડોસી**—તે તો બે જૂદા છે.

**રાજા**—તે કોણ ?

**ડાસી**—એક તો સુમેરૂ પર્વત, ને બીજો દીઠી અણુદીઠી કરે, ઉઘાડી ઢાંકે, કોઇનાં કહેલાં કુવચન મનમાં લાવે નહિ, સામો જન ખોટાં વચન કહે, ગાળો દે, પરંતુ સહન કરે, ને પરાઈ ખોટી વાત કહે નહીં, ને પોતે શરીરે કષ્ટ સહે પણુ બીજાને ઉપકાર કરે તે ભારી ક્ષમા કહીએ, પણુ તમે કોણુ છો ?

**રાજા**—અમે તો આળસુ છીએ.

**ડાસી**—તે તો બે જૂદા છે.

**રાજા**—તે કોણુ ?

**ડાસી**—એક તો ધરમ કરવાનો ઉદ્યમ કરે નહીં તે, ને બીજો ધરમ કરે તેને અટકાવે, દાન દેતાં ના પાડે, દેવદર્શન જાતાંને અટકાવે, કોઈ સારૂ કામ કરે તેને અટકાવે, પુન્ય કામે અંતરાય પાડે, આપ દે નહીં, ને બીજાને દેવા દે નહીં, તે અધર્મી આળસુ કહીએ. પણુ તમે કોણુ છો ?

**રાજા**—અમે તો હંસ છીએ.

**ડાસી**—તેનો બે જૂદા છે.

**રાજા**—તે કોણુ ?

**ડાસી**—એકતો કપડું ને બીજો કાગળ, કપડાં સહુની મર્યાદા રાખે, નર નારી ઢાંકયાં ઘણી શોભા પામે, મોટાં મનુષ્ય દિસે, આદરસત્કાર પામે. કાગળથી વિરહ મટે મળ્યા જેટલો આનંદ મળે, ખત પત્ર ધર્મ શાસ્ત્ર, સંતવાણી વિગેરે ગુણો લખાય, તે હંસ કહીએ, પણુ તમે કોણુ છો ?

**રાજા**—અમે તો ખોટા છીએ.

**ડાસી**—તેતો બે જૂદા છે.

**રાજા**—તે કોણુ ?

**ડાસી**—એકતો નીચ કુળને પાળે, બીજો નીચશું સ્નેહ કરી અધર્મ સેવે, કોઇનું કહ્યું માને નહિ, બધા જગતમાં હાંસી થાય, પણ નીચની ખોટી સોબત મૂકે નહિ, તે ખોટા કહીએ, પણ તમે કોણ છો !

**રાજા**—અમે તો રાજા છીએ.

**ડાસી**—તેતો બે જૂદા છે.

**રાજા**—તે કોણ ?

**ડાસી**—એકતો ઈંદ્ર રાજા, તે વરસવાથી અઢારભાર વનસ્પતિને તૃપ્ત કરે, ને બધી વસ્તુ નીપજે, ને પૃથ્વીમાં રસ કસ થાયે રાજા પ્રજા સુખી રહે, ને બીજો અન રાજા તેથી જીવ જંતુ પશુ પક્ષી, સરવે જીવે તે રાજા કહીએ, પણ તમે કોણછો ?

**રાજા**—અમે તો શોભિઆ છીએ.

**ડાસી**—તેતો બે જૂદા છે

**રાજા**—તે કોણ ?

**ડાસી**—એક તો નિત્ય દાન દે તે, ને બીજો અતિથિનો આદર સત્કાર કરે તે. તે શોભિયા કહીએ ( ઉદાર કહેવાય, પણ દાન દેવાથી પુન્યનો શોભ, ને અતિથિ આદરથી જગમાન્યતા શોભ તેથી શોભ લખ્યો છે. ) પણ તમે કોણ છો ?

**રાજા**—અમે તો ગંભીર છીએ.

**ડાસી**—તેતો બે જૂદા છે.

**રાજા**—તે કોણ ?

**ડાસી**—એકતો સમુદ્ર, ને બીજો સાચો માણસ.

### દોહરો.

સાચ બરાબર તપ નહીં, જૂઠ સમો નહીં પાપ;
જૂઠાથી પ્રભુ દૂર છે, સાચામાં પ્રભુ આપ. ૧

તે ગંભીર કહીએ પણ તમે કોણ છો ?

**રાજા**—અમે તો રખડેલ છીએ.

**ડોસી**—તે તો બે જૂદા છે.

**રાજા**—તે કોણ ?

**ડોસી**—એક તો સાત બ્યસન સેવે તે ( ૧ જુગાર રમવો, ૨ માંસ ખાવું. ૩ દારૂ પીવો. ૪ વેશ્યાને ત્યાં ગમન કરવું. ૫ હીંસા કર્મ કરવું. ૬ ચોરી કરવી. ૭ પરદારા સેવન કરવું. ) ને બીજો માતપિતા, ગુરૂને પીડા કરે, ને નિંદા કરે તે ચોરાશી લાખ જીવા યોનીમાં ભટકતો રહે તે રખડેલ કહીએ, પણ તમે કોણ છો ?

**રાજા**—અમે તો અધીરા છીએ.

**ડોસી**—તેતો બે જૂદા છે.

**રાજા**—તે કોણ ?

**ડોસી**—એક તો ઘણો જ લોભ કરે તે.

**દોહરો.**

કર્માનુસારે જે થયા, છઠી રાતના અંક;
રાઈ ઘટે ના તલ વધે, વિચાર જીવ નિશંક. ૧

બીજો આકુળ આકુળ બની આપનો સ્વારથ તાકે, પારકું ભલું કાંઈ ચાહે નહીં તે. પણ તમે કોણ છો ?

**રાજા**—અમે તો સાવચેત છીએ.

**ડોસી**—તે તો બે જૂદા છે.

**રાજા**—તે કોણ ?

**ડોસી**—એક તો જીવ દયા પાળે,પરને દુઃખ આપે નહીં, પરાયાં કષ્ટ કાપે. બધાથી દયામય અંતઃકરણ રાખે ને બીજો દ્રઢતાવાળો માણસ સંકટ પડે પણ ડગે નહીં.

## દોહરા.

સત મત છોડો સજન તમ, કદી દેહ દુઃખ હોય;
સુખ દુખ રેખા ભાગ્યની, ટાળી ટળે ન હોય. ૧
સતિયા સત મત છોડિયે, સત છોડે પત જાય;
સતકી બાંધી લક્ષ્મિ, ઘર આવે સુખ થાય. ૨

તે સાવચેત કહીએ, પણ સાચું કહો તમે કોણ છો?

**રાજા**—અમે તો મૂર્ખ છીએ.

**ડોસી**—તે તો બે જૂદા છે.

**રાજા**—તે કોણ?

**ડોસી**—એક તો આવકથી વધારે ખર્ચ કરે તે, ને બીજો બે જણ ગુપ્ત વાત કરતા હોય ત્યાં પૂછ્યા વિના ઉભો રહે, તે મૂર્ખ કહીએ, પણ તમે કોણ છો?

**રાજા**—અમે તો જબરા છીએ.

**ડોસી**—તેતો બે જૂદા છે.

**રાજા**—તે કોણ?

**ડોસી**—એક તો મૃત્યુ, બીજો કાળ, તેને કોઇ જીતી શકે નહીં. (તેથી દેહધારી બચે નહીં) પણ તમે કોણ છો?

**રાજા**—અમે તો જોદ્ધા છીએ.

**ડોસી**—તેતો બે જૂદા છે.

**રાજા**—તે કોણ?

**ડોસી**—એકતો ઇચ્છા, બીજી લાલચ સૌના આત્માને ભમાવે છે, પણ તમે કોણ છો?

**રાજા**—અમે તો હારીઆ છીએ.

**ડોસી**—તેતો બે જૂદા છે.

**રાજા**—તે કોણ ?

**ડાસી**—એક તો દીકરીનો બાપ, ને બીજો દેણુદાર. જન્મી તારથી પાળીપોષી મોટી કરે, ખરચ કરી પરણાવે, સાસરે મૂકે, તેને તેડે ત્યારે સાસરવાસો કરે, ને તેના સુતસુતાનાં મોસાળાં કરે, કપડાં ઘરેણાં આપે ને કદાપિ સાધારણ સ્થિતિથી કોઈ વખતે ના અપાઈ શકે તો દીકરી કેતી ફરે કે મારે તો હાથ કાંચળી પણ કીધી નહીં, દેણુદારને ત્યાં માગવા આવે ત્યારે ના હોય તો ઠપકા દે, ગાળો દે, સરકાર ચડી ખરાબ કરી બે ઇજત કરે વિગેરે.

**દોહરો.**

ચસવો ભલો ન કોશકો, બેટી ભલી ન એક;
દેણો ભલો ન બાપકો, જો પ્રભુ રાખે ટેક. ૧

**રાજા**—આવી બુદ્ધિસાગર હોવાથી તું મનમાં જાણે છે તો માતાજી સત્ય કહે કે અમે કોણ છીએ.

**ડાસી**— **દોહરો.**

પુછયાથી આશિષ દઉં; કરો રાજમાં મોજ;
આ પંડિત છે માઘને, તું છે રાજા ભોજ. ૧

**રાજા**—માત વિધાતા તું ખરી, કર કૃપા શિર સ્થાપ;
મનુષ્ય ભવે તરવાતણો, મારગ શુદ્ધ બતાવ. ૨

**ડાસી**—આર્ય પુત્ર. મારગ તો સંસારમાં બે છે એક તો પ્રભુનું પવિત્ર અંતઃકરણથી અહોનિશ ભજન કરવું, સંત પુરૂષનો સમાગમ કરવો, પ્રીતસું જ્ઞાન સુણવું, પ્રભુની પ્રતિત રાખવી, તેથી નિભય પરમાત્મા પદમાં સમાઈ, જન્મ મરણનો માર મટી જાયે, ને બીજો મારગ સુકૃત કરવું, જીવ દયા પાળવી, ચોરી જારી ત્યાગ

કરવો, જેથી જીવ ચોરાશીમાં રખડી દુઃખ પામે નહીં, ને સદા સુખી રહે. એ બે મારગે હમેશાં ચાલીએ. એ કથા સાંભળી રાજા ભોજ, ને માઘ પંડિત સ્વસ્થાનિકે ગયા ને દેવી અદ્રષ્ટ થયાં.

### દોહરો.

અલ્પ મતે મેં આ લખી, ગમત સાથે જ્ઞાન;
પુરૂષોત્તમકે પ્રીતથી, કરો કથા રસ પાન.



# જાહેર ખબર.

## પ્રકટ થશે.

# પુરૂષોત્તમ કાવ્ય.

આ નવરસમય કાવ્ય ગ્રંથ છે, તેના ચાર ભાગ છે. ૧ પ્રભુભક્તિ, ૨ સંસાર નીતિ, ૩ સ્ત્રી પ્રીતિ, ૪ સ્ફુટક વિષયો અનુક્રમે ધર્મ અર્થ, કામ, મોક્ષ. ચારે પુરૂષાર્થ સંપાદાન કરાવે છે. કેટલેક ઠેકાણે વ્યંગ, શ્લેષ, દ્વિઅર્થ, ચિત્રકાવ્ય દાખલ કીધું છે તારાગણમાં ચંદ્ર દીપે એમ રસરાજ—શૃંગાર નાયકરૂપે જોવામાં આવે છે. પાકું પુઠું, સારી છાપ, વીશથી પચીશ ફોર્મનું થશે. તેમાંની ભક્તિ, નીતિ, કવિતા માટે કવિશ્વર દલપતરામજી ડાહ્યાભાઈ. સી. આઈ. ઈ. તેમણે ઉંચો મત દર્શાવ્યો છે. ગ્રાહકોનાં નામ છપાશે. સાત પ્રતે એક પ્રત ભેટ, કઠણ શબ્દોના અર્થ પણ આપવામાં આવ્યા છે. માનસીક સંપૂર્ણ મહેનત તરફ વિચાર કરી કિંમત ફક્ત રૂ. ૧—૦—૦ પોષ્ટેજ જૂદું. પત્ર લખશો. પુસ્તક પ્રકટ થયે ગ્રાહકોની મરજી મુજબ મોકલીશું. તા. ૪—૬—૯૫

શાહ. પુરૂષોત્તમ નથુભાઈ.

થરા—પાલનપુર.

# અવશ્ય વાંચો.

૧ અમારી પાસે ઘણા અપ્રસિદ્ધ ગ્રંથો છે, જે સાહેબોને છ-પાવવા મરજી હોય તેમણે પત્રદ્વારાએ અમારાથી બંદોબસ્ત કરવો.

૨ અમારી છપાવેલી ચોપડીઓ અમે મૂળ કિંમતે સામટી લેનારને માટે આપવા વિચાર રાખ્યો છે તો બુકસેલરોએ અમને પત્ર લખેથી એકેક નકલ ને ભાવ મોકલીશું.

૩ અમને નામ ઠામ ચોકસ લખી મોકલેથી અમે એક વાં-ચવાલાએક ચોપડી મોકલાવીશું.

૪ અમે હવેથી ચોપડીઓ પ્રકટ કરીશું તેના માંહી એક પૃષ્ટમાં લાઇન ૧૬ જાહેર ખબર છપાવવાનો ભાવ ફક્ત રૂ. ૧—૦—૦ રાખ્યો છે તો સમાચાર મોકલશો.

૫ અમોએ દેશી ઇંગ્રેજી દવા ને પરચુરણ બુકો વિગેરે વિગેરે વેચવા વિચાર કીધો છે.

**શાહ. પુરૂષોત્તમ નથુભાઇ પુસ્તકો પ્રગટ કર્તા.**

**થરા—પાલનપુર.**

---

# જાહેર ખબર.

(તૈયાર છે.)

| | | | | |
|---|---|---|---|---|
| કુટાણા નિષેધ નિબંધ.... | ... | ... | ... | ૦—૨—૦ |
| સુબોધવિલાસ. | ... | ... | .. | ૦—૯—૦ |
| વિદ્યાબોધ. | ... | . | .. | ૦—૧—૦ |
| સ્ત્રીઓનો ખરો ધર્મ. ... | | . | ... | ૦—૧—૦ |
| શ્રી પુરૂષોત્તમપત્રિકા.... | | ... | .. | મફત. |
| શ્રી અરિહંતજીને અરજી. | | ... | ... | મફત. |
| કાંઠા અને પાલણપુરની ભૂગોળવિદ્યા. પૃષ્ઠ ૧૧૨ | | | | ૦—૪—૦ |

(પ્રગટ થશે.)

| | | | | |
|---|---|---|---|---|
| પુરૂષોત્તમ કાવ્ય. | ... | ... | ... | ૧—૦—૦ |
| સદ્ગુરૂ મહીમા | .. | ... | .. | ૦—૧—૦ |
| ઝવેરનો ઝુમખો. | ... | ... | ... | ૦—૧—૦ |
| કાયદા સંગ્રહ. | ... | ... | ... | ૦—૪—૦ |
| સમસ્યા સંગ્રહ. | ... | ... | ... | ૦—૪—૦ |
| વાર્તા સંગ્રહ. | ... | ... | ... | ૦—૪—૦ |

પ્રગટકર્તા તથા કડીઆ રણછોડ વસ્તારામ,

મુકા—પાલણપુર.